યોગી પુસ્તક, નં. ૧

ગુજરાત અને વડોદરા રાજ્યના

# ઇતિહાસની વાતો.

(ચોથા ધોરણનાં બાળકોને માટે.)


હરગોવિંદ શ્યામજી પાઠક.
દેવચંદ રામજી ઠક્કર.
રણછોડલાલ કુંવરજી વૈદ્ય.
(પ્રાથમિક શાળાના અનુભવી શિક્ષકો)
મુ. મોરબી. (કાઠિયાવાડ)



પ્રકાશક

લાલ અમરશી મહેતા: અમદાવાદ.

"સૂર્યપ્રકાશ" પ્રીન્ટીંગ પ્રેસમાં શા. કેશવલાલ હસુખભાઈએ છાપી. ઠે. ટંકશાળ અમદાવાદ.

ઈ૨૪.] આવૃત્તિ ૧ લી. [પ્રત ૧૩૨૫




કિંમત ચાર આના.

ગુજરાત અને વડોદરા રાજ્યના

# ઐતિહાસની વાતો.

ભાગ ૧.

# શાળોપયોગી નવીન સાહિત્યો.



નિચે પ્રમાણે શાળોપયોગી સાહિત્ય તથા પુસ્તકો છપાવવાની યોજના કરી છે, ને તે એક પછી એક બહાર પડશે

**ઈતિહાસની વાતો (ભાગ ૧ લો)**—ગુજરાત અને વડોદરા રાજ્યના ઇતિહાસની બાલ ભાષામા તૈયાર કરેલી વાતો (ધો ૪ નાં બાળકોને માટે) કિ રૂ ૦-૪-૦

**ઇતિહાસની વાતો (ભાગ ૨ જો)**-મુસલમાની અને મરેઠી સમયની હિંદના ઇતિહાસની બાલભાષામા તૈયાર કરેલી વાતો (ગુ ધો ૫ ના બાળકો માટે) કિ. રૂ ૦-૬-૦

**બાલ વ્યાકરણ**—ગુ ધો ૪ થાના વ્યાકરણ શીખવાની શરૂઆત કરનારા બાળકોને માટે ખાસ તૈયાર કરેલુ ઘણું સહેલુ વ્યાકરણ (પુષ્કળ પદચ્છેદ સાથે) કિ રૂ ૦-૧-૦

**સરલ વ્યાકરણ**—ગુ ધો ૫ માના બાળકોને માટે પુષ્કળ ઉદાહરણો અને પદચ્છેદો વાળુ કિં રૂ. ૦-૪-૦

**વડોદરા રાજ્યની બાલ ભૂગોળ**—મહાલ અને પ્રાતવાર નકશાઓ અને માત્ર શિખવવાની ઉપયોગી બાબતો વાળી (અમરેલી પ્રાતને માટેની) (કિં. રૂ ૦-૨-૬

**આંકના નમુના, બાળ વર્ગનું વાંચન અને ચોપડી વાર શુદ્ધ લેખનને માટે તૈયાર કરેલા નમુના**ઓ—બાળકોને માટે ઘણા ઉપયોગી છે કિં· દરેકની છ પાઈ

**જીવનલાલ અમરશી મહેતા; અમદાવાદ.**

# પ્રસ્તાવના.



ઇતિહાસના આંકડા, વંશાવળી, કોલકરારો વગેરે યાદ કરવામા બાળકોને રસ પડતો નથી ઉલટો અણગમો આવી જાય છે. તેથી એ અગત્યના વિષય ઉપર શરૂઆતથી જ અભિરુચિ ન થતા અપ્રીતિ થઈ જાય છે માટે, આ થોડા પાનાઓમા ઇતિહાસની વાતો આપવા વિચાર કર્યો છે.

ગુજરાતના ઇતિહાસની આ વાતોની પેઠે જ હિંદના ઇતિહાસની પણ આર્ય અને રજપુત સમયની, મુસલમાન તથા મરાઠો સમયની અને અંગ્રેજ સમયની આવી જ નાની નાની વાતો આપવા વિચાર છે આ શરૂઆતના યત્નને સફળતા મળશે, તો તે પણ સત્વરે બહાર આવશે.

બાળકો મહાભારત અને રામાયણની વાતો હોંસથી વાંચે છે, અને તેનાં લાંબા ઘણા પાનાં પણ રસપૂર્વક યાદ રાખે છે એજ રીતે આ વાતો પણ-ઇતિહાસનો આધાર લઇને લખેલી છતા વાર્તાના રૂપમાં કરેલ હોવાથી-બાળકોને ગમશે, અને તેમને યાદ કરવામાં વિશેષ અનુકૂળ પડશે એમ ધારણા છે. એમની રસવૃત્તિ જાગ્રત થયા પછી ઇતિહાસની વિગતોમાં પણ એ ઉતરી શકશે.

આ વાતોના છેવટના ભાગમાં ઉપસંહાર તરીકે ઇતિ-હાસનો સંબંધ દર્શાવવામાં આવ્યો છે. શિક્ષકો શરૂઆતમાં કેવળ વાતો—જરૂર પૂરતા વધારા અને વિવેચન સાથે—કહેશે, તો બાળકોને તે અવશ્ય ગમશે, અને રસથી યાદ રાખશે. પછી ઉપસહારમા બતાવેલો સંબંધ પણ બાળકોના ખ્યાલમાં લાવવાનો છે.

આ વાતોની સાથે છબીઓ તથા કેટલાંક ચિત્રો અને નકશાઓ આપવા વિચાર હતો પણ તદ્દન ઓછા ખર્ચમાં આ વાતો બાળકોના હાથમાં આપવાનો ઇરાદો હોવાથી આ આવૃત્તિમા તેમ બની શક્યુ નથી.



## વાર્તા ૧ લી.

## શિલાદિત્ય.



ભાવનગરની પાસે વળા કરીને ગામ છે, તેની આસ-પાસ એક જૂના શહેરના ખડેર છે એ શહેરનું નામ વલ્લ-ભીપુર હતું ત્યા હોઢેક હજાર વર્ષ પહેલા વલ્લભીવંશના રાજાઓ રાજ્ય કરતા એ રાજાઓ શિલાદિત્ય કહેવાતા. તેમની જાત ગુર્જર હતી તે પરથી આપણા દેશનું નામ ગુજરાત પડયુ

એ રાજાઓના વખતમા દેશની સ્થિતિ ઘણી જ સારી હતી. રૈયત સધન હતી, વેપાર સારો ચાલતો અને બધી રીતે આબાદી હતી. વલ્લભીપુરનો ઘેરાવો પાચ માઇલથી વધારે હતો તેમા વસ્તી ઘણી હતી. અને ઘણાં કુટુબો દ્રવ્યવાન હતા સો કરતા વધારે ઘર કરોડપતિના હતા.

બૌદ્ધધર્મ ઘણા લોકો પાળતા એકલા વલ્લભીપુરમાં તેના એકસો કરતા વધારે મઠો હતા, અને એ મઠોમાં છ હજાર કરતા વધારે સાધુઓ રહેતા.

રાજયવ્યવસ્થા પણ ઘણી સારી હતી. ન્યાય, રક્ષણ, વસુલાત વગેરે ખાતા હતા. જમીનનું મહેસુલ કાઠિયાવા-

દમાં જમીનના માપને ધોરણે અને ખેડા (ગુજરાત) માં ઉત્પન્નના ઘો ણે લેવામા આવતું.

વલ્લભીવંશના રાજાઓએ અઢીસો વર્ષ રાજ્ય કર્યું. છેલ્લા શિલાદિત્યના વખતમાં એક કાકુ નામે મારવાડી વેપારી આવેલો, તે ઘણો જ ગરીબ હતો, પણ પછીથી કરોડપતિ થયો તેની દીકરી એક વખત રત્નજડિત કાંસકી લઈ માથું ઓળતી હતી, તે રાજાની કુવરીએ માગી કાકુએ તેની ના પાડી, એટલે રાજાએ તે બળ વાપરીને લીધી કાકુ આ ઉપરથી રીસે ભરાઈ સિંધના આરબ બાદશાહને મળ્યો, અને તેને લાલચ આપી વલ્લભીપુર ઉપર ચડાઈ લાવ્યો. એ ચડાઈમા છેલ્લો શિલાદિત્ય હાર્યો અને મરાયો, અને આરબોએ વલ્લભીપુરનો નાશ કર્યો.

---

## વાર્તા ૨ જી.

## જયશિખરી.

---

વલ્લભીરાજાઓના વખતમા કેટલાક નાના રાજ્યો હતાં. એવું એક નાનુ રાજ્ય ગુજરાત અને કચ્છની વચ્ચે પંચાસરમા હતું વલ્લભીરાજ્યની પડતી પછી તેની ચડતી થઈ તેરસો વર્ષ પહેલા ત્યા ચાવડાવંશનો જયશિખરી નામે

રાજા રાજ્ય કરતો હતો. તે લડાઈમાં નીડર અને એકવ-
ચની હતો તે સમયે બીજું એક રાજ્ય ગુજરાતની દક્ષિણે
ચાલુક્યવંશના ભુવડ રાજાનું હતું. એ રાજા લડાઈનો
શોખીન અને અભિમાની હતો. જયશિખરીનો શંકર નામે
ભાટ એક વખત ભુવડના દરબારમાં ગયો. ત્યા તેણે જય
શિખરીના, તેના રાજ્યનાં અને તેની રાણી રૂપસુંદરીના ઘણાં
વખાણ કર્યાં ભુવડ તે સહન કરી શક્યો નહીં. એકદમ તેણે એક
મોટું લશ્કર તૈયાર કરી સોળ મોટા સરદારો સહિત પંચાસર
ઉપર મોકલ્યુ એ લશ્કરે પાંચ ગાઉ ઉપર આવી મુકામ
કર્યો, અને જતા આવતા માણસોને હેરાન કરવા તથા
લૂટવા માડયા જયશિખરીએ તે ઉપરથી ફોજ તૈયાર કરીને
એકાએક હલ્લો કર્યો લડાઈમા ભુવડનો ચંદ નામનો સરદાર
સખત ઘાયલ થયો. માણસોની ભારે કતલ થઈ અને લશ્કર
જીવ લઈને નઠું ભુવડ આ ઉપરથી ફરી જાતે ચડી
આવ્યો, અને પંચાસરને ચોમેરથી ઘેર્યું બાવન દિવસ સુધી
ઘેરો ચાલ્યો, પણ કિલ્લો કોઈરીતે તૂટયો નહીં. તેથી ભુવડ
થાકયો, અને સેનાપતિ સુરપાળને ફોડવા તજવીજ કરી.
પણ સુરપાળ ( જયશિખરીનો સાળો ) શૂરવીર અને
નીમકહલાલ હતો, તે ડગ્યો નહીં છેવટે ભુવડે મરણીઆ
થઈ હલ્લો કર્યો, તેમાં જયશિખરીના ઘણા માણસો મરાયાં.
અને જયશિખરીને લાગ્યુ કે રખેને આપણો પરાજય થાય.

તેણે સુરપાળને કહ્યું કે મારો વંશ રાખવા ઇચ્છા હોય, તો તમારી બેન ગર્ભવતી છે તેને લઇ કોઇ સુરક્ષિત સ્થળે મૂકી આવો. સુરપાળ ચાલતી લડાઈ છોડવા નારાજ હતો, પણ બીજો ઉપાય નહોતો. તે રૂપસુંદરીને લઇને જંગલમા ગયો અહીં સખત લડાઈ થઇ. તેમા જયશિખરીનાં ઘણા ખરા માણસો કપાઈ ગયાં. દશ યોદ્ધા બાકી રહ્યા, તોપણ તેણે ત્રણ દિવસ સુધી લડાઈ ચલાવી છેવટે તે યાહોમ કરીને ભુવડ ઉપર ધસ્યો, અને તેને છાતીમા લાત મારી નીચે પાડયો. પણ તેવામાં પાછળથી દુશ્મનોએ તેનું માથું કાપી નાખ્યુ આ રીતે જયશિખરી મરાયો અને તેનુ રાજ્ય ભુવડને હાથ ગયુ

---

## વાર્તા ૩ જી.

## વનરાજ.

રાજા જયશિખરીએ રાણી રૂપસુંદરીને સુરપાળ જોડે જંગલમાં મોકલાવી હતી. એવી ઇચ્છાથી કે દેવકૃપાથી જો તેને પુત્ર થાય, તો એ પુત્ર ગયેલું રાજ્ય પાછુ મેળવે. તેની ઇચ્છા પ્રમાણે પ્રભુએ તેને પુત્ર આપ્યો. તેનો જન્મ વનમાં થવાથી તેનું નામ વનરાજ પડયુ. શીલગુણસુરી

નામના જૈન જતિએ અને વીરમતી નામની સાધ્વીએ તેને બાળપણમાં સારી રીતે ઉછેર્યો

સુરપાળ જયશિખરીની મદદ માટે પંચાસર પાછો ફર્યો, પણ તે વખતે તે મરાયો હતો. અને પંચાસરનો કબજો ભુવડે લીધો હતો એટલે તે પાછો ફરી રૂપસુંદરી પાસે આવ્યો પુત્રજન્મની હકીકત જાણી તેને બહુ આનંદ થયો મામા સુરપાળે સાથે રહી વનરાજને તેના કુળનાં પરાક્રમોની વાતો કરી તૈયાર કર્યો. બાળપણમા વનરાજ ભીલ લોકોની ટોળીઓ કરી રમતો. એ ટોળીએ મોટી થતાં લૂટો કરવા માંડી, અને એ રીતે વનરાજને પૈસો મળતો ગયો. મામો સુરપાળ તેની બહાદુરી અને ચતુરાઈ જોઈ ઘણો રાજી થયો. તેણે સાથે રહી તેને લડાયક કેળવણી આપી પણ થોડા વરસ પછી તેનુ મરણ થયુ. વનરાજને મામાની ઓથ જતા ઘણું વસમુ લાગ્યુ, પણ નવા મિત્રો મળી આવવાથી તેની ખોટ જણાઈ નહી. પછી તેણે વનરાજ રાજ્યપદ ધારણ કર્યું પણ ઘણા વરસ લગી તે મુલક વગરનો નામનોજ રાજા રહ્યો. ભુવડનુ જોર વધારે હોવાથી તેને જંગલમા જ ભટકવું પડતુ. એવામા એક બહુ સારી તક આવી ભુવડે ગુજરાતની ઉપજ તેની દીકરી મીનળદેવીને આપી હતી એ મીનળદેવીનાં માણસો ઉપજ ઉઘરાવી જતાં હતા. તેના ઉપર વનરાજે અચાનક હલ્લો

કરી તે સઘળુ' પડાવી લીધુ. એ રીતે તેને ચોવિશ લાખ સોનૈયા અને ચાર હજાર ઘોડા મળ્યા આ પૈસાવડે તેણે નવુ શહેર બંધાવી ત્યા પોતાની રાજધાની કરી (ઈ સ ૮૦૨) અણુહીલ નામના ભરવાડે તેની જગલમા સારી સેવા બજાવી હતી તેપરથી તે શહેરનુ નામ તેણે અણુ-હીલવાડ પાડ્યુ. અને ત્યા માતુશ્રી રૂપસુંદરી તથા ગુરુ શીલગુણસુરિને માનપૂર્વક રાખ્યા શ્રીદેવી નામની વાણી-અણે તેની સારી પરોણુંગત કરેલી, માટે તેને હાથે તિલક કરાવી તેણે રીતસર રાજ્યાભિષેક કરાવ્યો, અને ચાપો નામનો વાણીઓ વનવાસમા તેનો કારભારી હતો તેને પ્રધાન બનાવ્યો પછીથી એ ચાપાએ પાવાગઢ પાસે ચાપાનેર વસાવ્યુ અણુહીલવાડમા વનરાજે ૬૦ વરસ રાજ્ય કર્યું. પાટણના **પચાસરા પારસનાથના મંદિરમાં** વનરાજની મૂર્તિ આજ પણ જોવામા આવે છે.

---

## વાર્તા ૪ થી.

## મૂળરાજ.

---

વનરાજ પછી દોઢસોએક વર્ષે (ઈ સ ૯૪૨ માં) મૂળરાજ સોલંકી નામનો રાજા થયો તેણે મામાને મારીને રાજ્ય મેળવ્યું, અને મોસાળપક્ષનાં બીજાં માણુસોને પણ

મારી નાખ્યાં પછી તેણે પોતાની સત્તા ચારે દિશામાં ફેલાવી કાઠીયાવાડ તથા કચ્છ સુધી તે ફરી વળ્યો, અને દક્ષિણ ગુજરાત તથા અજમેરના રાજાઓ સાથે પણ લડાઇઓ કરી તેનો દીકરો ચામુંડ પણ ઘણો પરાક્રમી હતો, અને તેના બાપની સાથે લડાઇઓમા આગળ પડી ભાગ લેતો. મૂળરાજની આણ ચારેદિશામાં પ્રસરી હતી તેણે કચ્છ દેશ જીત્યો હતો, સોરઠ તાબે કર્યો હતો, અને નર્મદાની દક્ષિણના દેશો ઉપર પણ તેના નિશાન ફરકતાં હતાં. આબુના પરમારો તેને પોતાનો ઉપરી ગણતા, અને મારવાડ તથા ઉત્તર હિંદુસ્તાનના રાજાઓ પણ તેની મદદે આવતા. તેના દરબારમા કાશ્મિરના રાજા તરફથી પણ નજરાણો આવતો આ પ્રમાણે તેની કીર્તિ ચોમેર વ્યાપી હતી, અને ચામુંડ જેવો તેને પરાક્રમી દીકરો હતો. પણ રાજ્ય મેળવવા માટે પોતે કરેલા પાપો તેને વૃદ્ધાવસ્થામા પીડવા લાગ્યા એ પાપોનુ નિવારણ કરવા તે વખતોવખત તીર્થ-સ્થળોમા જતો. ખાસ કરીને શ્રી સ્થળ ( સિદ્ધપુર ) માં તે ઘણો વખત રહેતો ત્યા તેણે પ્રખ્યાત રુદ્રમાળ બંધાવવાની શરૂઆત કરી અને ઘણા વ્રતો ઉપવાસ વગેરે કર્યો. વળી બ્રાહ્મણોને દેશાવરથી તેડાવા તેણે ઘણું દ્રવ્ય તથા કેટલાક ગામો ઘણા માન સાથે આપ્યા શિહોર અને ખંભાત તથા તેની આસપાસના કેટલાક ગામો તેણે દાનમાં આપેલાં, અને તેના દીકરાને પણ તે દાન પાળી આપવા ભલામણ કરેલી.

---

## વાર્તા ૫ મી.

## સિદ્ધરાજ જયસિંહ.

મૂળરાજ પછી લગભગ દોઢસો વર્ષે (ઇ સ. ૧૦૯૪ મા) સિદ્ધરાજ જયસિહ થયો તે ત્રણ વરસની ઉમરે ગાદીએ આવ્યો લાયક ઉમરનો થતાં સુધી તેનો કારભાર તેની મા મીનલદેવીએ ચલાવ્યો એ બાઇએ બે મોટા તળાવ બંધાવ્યા, તે વીરમગામ અને ધોળકામાં હજી પણ છે સિદ્ધરાજ શરીરે કદાવર હતો તેના હાથના પોચા શ્યામ હતા, અને બાકીનું બધું શરીર ગૌર હતું રાજ્યકારભાર હાથમા લઇ તેણે આસપાસના રાજાઓને હરાવ્યા.

જૂનાગઢ પાસેના મજેવડી ગામમા રાણકદેવી નામે એક ઘણી ખુબસુરત કન્યા હતી તેને પરણવાનો વિચાર સિદ્ધરાજે કર્યો પણ જુનાગઢનો રાણો રાખેગાર તેને પરણી ગયો સિદ્ધરાજે એથી જુનાગઢ ઉપર ઘેરો ઘાલ્યો. બાર વરસ સુધી એ ઘેરો રહ્યો રાખેગાર ઘણી બહાદુરીથી લડયો, પણ અંતે હાર્યો અને મરાયો. પરંતુ રાણકદેવી સિદ્ધરાજને તાબે ન થતા સતી થઇ

માળવાના રાજા યશોવર્મા સાથે પણ બાર વરસ સુધી લડી તેણે તેને કેદ પકડયો અને તે રાજ્ય લીધું. સિંધ દેશના રાજાને પણ તેણે માર્યો. આ પ્રમાણે તેણે પરાક્રમો કરી

રાજ્યનો સારો વિસ્તાર કર્યો પણ તે ઘાતકી હતો. રાણક-દેવીએ તેને પરણવાની ના કહી. તેથી તેના બે નાના બાળકોને તેણે તેના દેખતા મારી નાખ્યા. અને માળવાના કેદ પકડા-યલા રાજાને પાંજરામા પૂરી લશ્કરની સાથે ફેરવ્યો. વળી તે ખરાબચાલનો હતો. જસમા નામની ઓડણ તળાવ ખોદવા આવેલી, તેના ઉપર તેણે ખોટી નજર કરી. જસ-માએ તેનો તિરસ્કાર કર્યો અને શાપ આપ્યો કે આ તળા-વમાં પાણી નહી થાય. ઘણો પ્રયાસ કર્યો, પણ તેમાં પાણી આવ્યુ જ નહીં છેવટે એક ઢેડે પોતાના જીવનું બલિદાન આપ્યુ, ત્યારે તેના પુણ્યથી પાણી થયું.

તે શૈવધર્મ પાળતો શ્રીસ્થળમાં મૂળરાજે રુદ્રમાળનું દેહેરૂં બાધવાનું શરૂ કર્યું હતુ તે તેણે પૂરૂં કર્યું, અને એ ગામનું નામ સિદ્ધપુર પાડયુ. બ્રાહ્મણોને તેણે ૧૦૧ ગામ દાનમા આપ્યા. ગુજરાતમા તેણે સારા સારાં બાંધકામ કરાવ્યાં. પાટણમાં સહસ્રલિંગ નામે સરોવર બધાવ્યું. ડભોઈનો કિલ્લો, કપડવંજનો , અને પાટણની રાણી-વાવ તેમના વખતમાં બંધાયાં. લગભગ ૫૦ વરસ તેણે રાજ્ય કર્યું ગુજરાતના લોકો હજી પણ તેને સધરા જેસીંગને નામે યાદ કરે છે.

---

## વાર્તા ૬ ઠી.

## હેમાચાર્ય.



સિદ્ધરાજ જયસિંહના વખતમા હેમાચાર્ય નામે એક પ્રસિદ્ધ વિદ્વાન થયા. એનો જન્મ ધંધુકામા થયો હતો. તેના માબાપ મોઢ વાણીઆ હતા મા જૈનધર્મી હતા અને બાપ શિવધર્મી હતા તેનું મૂળનામ ચંગદેવ હતું એ આઠ વર્ષનો થયો, ત્યારે દેવચંદ્રાચાર્ય નામે એક જૈન સાધુ ફરતા ફરતા તેને ઘેર આવ્યા. છોકરો સારો જોઈ તેણે માગણી કરી કે મને આપો તો આ છોકરાને હુ દીક્ષા આપુ. ધર્મ ઉપરની આસ્થાથી માબાપોએ છોકરાને આપ્યો અને સાધુએ તેને દીક્ષા આપી હેમચંદ્ર એવું નામ પાડયુ તેણે ત્યા રહી ઘણાં શાસ્ત્રોનો અભ્યાસ કર્યો જૈન તથા બ્રાહ્મણ બેઉ ધર્મનાં પુસ્તકો તેમણે વાચ્યા મહારાજા સિદ્ધરાજે તેને સારો આશ્રય આપ્યો. અને તે વખતમા તેણે એક પ્રાકૃત ભાષાનું વ્યાકરણ રચ્યું જે અદ્યાપિ પ્રખ્યાત છે સિદ્ધરાજનુ ચરિત્ર પણ હેમાચાર્યે એક બીજા પુસ્તકમા લખ્યું છે એ રાજાના વખતમાં તેને કેટલાંક ગામો પણ બક્ષિશ મળેલા.

સિદ્ધરાજ પછી તેની ગાદીએ કુમારપાળ બેઠો. એ કુમારપાળ ઉપર સિદ્ધરાજની અપ્રીતિ હોવાથી તે તેની બીકે સાધુના વેશમાં ભટકતો ભટકતો આ હેમાચાર્ય પાસે

ખંભાત આવેલો, અને ત્યા તેને બહુ માનથી રાખેલો કુમાર પાળે વચન આપેલુ કે મને રાજ્ય મળશે તો હુ જૈનધર્મ સ્વીકારીશ. રાજ્ય મળ્યા પછી તેણે જૈનધર્મ પાળ્યો અને હેમાચાર્યને ગુરુ તરીકે છેવટસુધી માન્યા.

હેમાચાર્ય બ્રાહ્મણધર્મ પ્રત્યે પણ દ્વેષ રાખતા નહીં. એ વખતમા રૈયતમા બને ધર્મ પળાતા; પણ રાજા જૈન-ધર્મને વિશેષ માન આપતો. આ આચાર્ય ૮૪ વર્ષ જીવ્યા અને છેવટે અનશનવ્રત ધારણ કરી તેમણે દેહત્યાગ કર્યો રાજા કુમારપાળ પણ તેની પાછળ ઘણો શોક પાળી ૬ માસમાં મરણ પામ્યો

---

## વાર્તા ૭ મી.

## કરણ ઘેલો.

---

સિદ્ધરાજ પછી સોએક વર્ષે વાઘેલા વંશનો એક ઉમરાવ સ્વતંત્ર થઇ ગુજરાતનો ધણી થયો. તેના વંશજો પાસે લગભગ ૧૦૦ વર્ષ ગાદી રહી. એ રાજાઓમાં છેલ્લો કરણ વાઘેલો થયો. તે ઘણો લડવૈયો અને પરાક્રમી હતો. પણ એટલો મૂર્ખ હતો કે તે કરણઘેલાના નામથી ઓળ-ખાયો. એની મૂર્ખાઇને લીધે એની પડતી થઇ.

પોતાના માધવ નામના પ્રધાનની સ્ત્રી ઉપર તેણે ખોટી

નજર કરી, અને એ બાઈને પકડવા જતાં તેના ભાઈ કેશવને તેણે માર્યો. માધવે તેનું વેર લેવા દિલ્હીના બાદશાહ અલ્લાઉદ્દીન ખીલજીને નોતર્યો. તેણે આવી કરણઘેલાને હરાવ્યો. તે ત્યાથી નાસી દક્ષિણમા બાગલાણના જગલોમાં દેવગિરિના રાજાને આશ્રયે જઇ રહ્યો. અણહિલવાડ પાટણ ત્યારથી મુસલમાનોને કબજે ગયુ. (ઈ. સ. ૧૩૦૪)

કરણની રાણી કમલાદેવી ઘણી ખુબસુરત હતી. તેને અલ્લાઉદ્દીન દિલ્હી લઇ ગયો અને ત્યા પોતાની બેગમ બનાવી દીકરી દેવળદેવીને કરણ પોતાની સાથે લઇ ગયો, પણ તેની માને તેના વગર ગમ્યુ નહી બાદશાહને તેને પકડી લાવવા તેણે સમજાવ્યો. તે પરથી બાદશાહે તેના માટે લશ્કર મોકલ્યુ. દેવળદેવી આ વખતે લાયક ઉમરની થઇ હતી. તેનું સ્વરૂપ પણ તેની માતા જેવુ સુંદર હતું કરણથી સચવાય તેમ ન હોવાથી તેણે દેવળદેવીને વેશ બદલાવી કેટલાંક માણસો સાથે દેવગિરિ મોકલાવી દીધી. પણ રસ્તામાં કેટલાક મુસલમાનો મળ્યા તેની સાથેની લડાઇમાં દેવળદેવીનો ઘોડો ઘાયલ થયો અને પોતે ભોંયપર પડી. મુસલમાનો તેને ઓળખીને દિલ્હી લઇ ગયા. કમલાદેવી હવે રાજી થઈ અને અલ્લાઉદ્દીનના શાહજાદા જોડે તેને પરણાવી બિચારો કરણ રવડી રખડીને શોક તથા દુ:ખમાં મરણ પામ્યો.



# વાર્તા ૮ મી

## અહમદશાહ.

કરણઘેલા પછી ગુજરાત ઉપર દિલ્લીના સુબાઓ રાજ્ય કરતા અને નબળા બાદશાહના વખતમા આ સુબાઓ સ્વતંત્ર થઇ જતા કરણ પછી આશરે સો વર્ષે મુજફ્ફરશાહ નામે એક સુલતાન થયો તેનો પૌત્ર મહમદ નામે હતો તે હોશિયાર લડવૈયો હતો પણ ઘણો લોભી હતો મારો દાદો જલદી મરી જાય તો હુ સુલતાન થાઉં એવી તેની અભિલાષા હતી. તેનાથી વધારે વખત ખમાયુ નહી, એટલે તેણે બંડ કરી મુજફ્ફરશાહને કેદ પકડયો અને તેને બલાત્કારે ઝેર પીવાડયુ. પછી તે બાદશાહ થયો. પણ તેના દાદાનું ખુન કરવા માટે તેને પછીથી ઘણો પશ્ચાત્તાપ થયો. અને એમ કહેવાય છે કે પછી તે કોઇ દિવસ હસ્યો નહી. તે સાધુપુરુષોની સલાહ લક્ષમા લેતો, અને પ્રજાને અદલ ઈનસાફ આપવા પ્રયત્ન કરતો. ગુજરાતમાથી લૂટારા તથા ધાડપાડુઓનું તેણે મૂળ કાઢયુ. સરહદનું રક્ષણ કરવાને તેણે કિલ્લા બાંધ્યા, અને વસુલાત ઉઘરાવવાની તથા લશ્કરના સિપાઇઓને પગાર આપવાની ગોઠવણ કરી. પ્રામાણિક અમલદારોને નીમી રાજ્યમાં તેણે બંદોબસ્ત તથા આબાદી કરી.

એણે મોટું અમદાવાદ શહેર વસાવ્ અણહિલવાડને

બદલે ત્યા રાજધાની કરી આશાભીલ નામના લૂટારાની ટોળીના આગેવાનને આસાવળમાથી કાઢી મૂકી ચાર પવિત્ર પુરૂષોની મદદથી તે જગાએ તેણે એ શહેર વસાવ્યુ ભદ્ર નામનો કિલ્લો બધાવ્યો અને મોટી જુમામસીદ ચણાવી. શહેરના લોકોને પાણીની સવડ માટે તેણે નદીનો પ્રવાહ બદલાવ્યો વળી શહેરને આબાદ કરવાને તેણે મજબૂત કોટ ચણાવ્યો, તથા દૂર દૂરથી વેપારીઓ, વણકરો અને કારીગરો તેડાવીને વસાવ્યા.

તે મરણ પામ્યો ત્યારે તેની પાસે રજપુતાનાથી તે મુંબઈ સુધી અને જુનાગઢથી તે માળવા સુધીનો મુલક હતો. જુવાનીમા કરેલા દાદાના ખુન માટે ખુદા માફ કરશે એવી આશામા તેનો કાળ થયો તેની કબર આજે પણ અમદાવાદના માણેકચોકમા છે લોકો હજીપણ તેને મોટા પ્રતાપી હાકેમ તરીકે સંભારે છે અને તેના માનમા ઓરસ (મેળો) ભરાય છે.



## વાર્તા ૯ મી.

## મહમદ બેગડો.



અહમદશાહ પછી પચાસેક વર્ષે મહમદબેગડો ગુજરાતનો સુલતાન થયો. બધા સુલતાનોમાં તે જબરો અને

લોકપ્રિય નીવડયો ૧૪ વરસની ઉમરે તે ગાદીએ આવ્યો. તેને નાનો જાણી કેટલાક અમીરોએ ફીતુર ઉઠાવ્યું. પણ ઉઘાડી તરવારે તે તેમની સામે થયો અને બંડ સમાવ્યુ. તેની હિંમત અને ચતુરાઇથી તેનો દાબ સારો બેઠો.

ત્યારપછી ત્રણ વરસે તેણે માળવાના સુલતાનને હરાવ્યો જૂનાગઢ ઉપર ત્રણ સવારી કરી ત્યાના હિંદુ રાજાને કેદ પકડી તેણે મુસલમાન બનાવ્યો અને તેનું રાજય ખાલસા કર્યું ગિરનારની થડમા તેણે મુસ્તફાબાદ નામે શહેર વસાવ્યું.

પાવગઢના પતાઇ રાવળ પર પછી તેણે ચડાઇ કરી, અને ચાપાનેરના કિલ્લાને ઘેરો ઘાલ્યો દોઢ વરસ સુધી તે ઘેરો રહ્યો અને તે કિલ્લો લીધો અને પતાઈ રાવળને કેદ કર્યો

આ પ્રમાણે પાવાગઢ અને જૂનાગઢ એ બે ગઢ જીતવાથી તેનુ નામ બેગડો પડયુ તેણે દરિયાઇ લડાઇઓ પણ કરી હતી. દ્વારકા આગળની જગતભૂશિર તેણે લીધી અને ત્યાના ચાચીઆ સરદારો તથા ફિરંગી લોકોને હરાવ્યા તેની આ જીતોથી દિલ્હીના બાદશાહે પણ તેને નજરાણાં મોકલી ગુજરાતનો સ્વતંત્ર સુલતાન ગણ્યો.

નકશીદાર મકાનો તથા બાધકામોનો તેને ઘણો શોખ હતો. તેના વખતમાં અમદાવાદમાં ઘણા કમળી કારીગરો તથા સુંદર નકશી કોતરનારા આવી વસ્યા. તેણે મહેમદા-

વાદ શહેર વસાવ્યું, તથા પાસેનો ભમરીઓ કૂવો બધાવ્યો. સરખેજમાં તે વારંવાર આરામ લેવા તથા બદગી કરવા જતો ત્યાં તેણે એક મોટું તળાવ બધાવ્યુ, અને તેને કાંઠે મહેલ ચણાવ્યો બીજે પણ કેટલેક ઠેકાણે તેણે મસીદો, પાઠશાળા અને મુસાફરખાના બંધાવ્યા.

તેના વખતમાં તેનું જોઇને કેટલાક અમીરોએ પણ સારા બાંધકામ કરાવ્યા દાદા હરીની તથા અડાલજની વાવો અને દરિયાખાનનો ઘુમટ વગેરે જગાઓ એ વખતમા થઈ. ઝાડોનો પણ તેને બહુ શોખ હતો. અમદાવાદની બહારના ભાગમાં તેણે આંબાઓ રોપાવી ઘટા બનાવેલી તે આજે પણ છે

તે દરરોજ પુષ્કળ ખોરાક ખાતો. કહેવાય છે કે તે ઝેર પણ પચાવી શકતો. ભભકો તેને બહુ ગમતો તે ખાવા બેસતો ત્યારે પચાસ વાજા એક પછી એક વાગતાં. તેના પછીના સુલતાનો નબળા થયા. તેના વખતમા ગુજરાતની સત્તા દિલ્હીના શહેનશાહ અકબરના હાથમા ગઈ.

આ સુલતાનના વખતમા કેટલાક સારા ધારાઓ થયેલા તેણે એવો નિયમ ઠરાવેલો કે બાપની જાગીર તેના મરણ પછી તેના દીકરાને મળે. અને દીકરા ન હોય તો તેનો અર્ધભાગ દીકરીને મળે. દીકરી પણ ન હોય

તો તેણે એવું ઠરાવેલું' કે એ જાગીર ખાલસા કરતા પહેલાં તેનાં આશ્રિતોના પોષણની વ્યવસ્થા કરવી.

તેના વખતમા જમીનની ઉપજ ઘણી વધારે આ-વતી. છતાં મહેસુલ તો તેટલુ જ લેવાતું એટલે રૈયત ઘણી સુખી હતી વળી એવો નિયમ હતો કે લશ્કરના માણસે વ્યાજે નાણા લેવા નહીં. અનાજની એટલી સોંઘ-વારી રહેતી કે તેટલી સોઘવારી કદી થઇ જ નથી.

## વાર્તા ૧૦ મી

## પિલાજીરાવ ગાયકવાડ

દિલ્લીના શહેનશાહ અકબર પછીના વખતમા દક્ષિ-ણમાં શિવાજી નામના મહાપુરૂષે મરાઠી રાજ્યની સ્થાપના કરી એ મરાઠી રાજ્યના શાહુ રાજાના વખતમા દામાજી-રાવ ગાયકવાડ નામે એક બહાદુર સરદાર હતો. તેને શાહુ રાજાએ સમશેર બહાદુરનો ઇલકાબ આપ્યો હતો. આ દામાજીરાવ ગાયકવાડ શાહુ રાજાની વતી ખડણી અથવા ચોથ ઉઘરાવવા ગુજરાતમા વખતો વખત આવતા. તેના મરણ પછી તેના દીકારા પિલાજીરાવ પણ તેજ કામ કરતા. તેના વખતમાં ગુજરાતમા કેટલીક જગાએ થાણા બધાયાં,

અને સોનગઢ (નવસારી પાસે) માં કિલ્લો બાંધી ત્યા તેમણે વાસ કર્યો (ઈ સ ૧૭૧૯) અહીં રહી પિલાજીરાવે સુરત તથા અમદાવાદ સુધી પોતાની સત્તા જમાવી. કંથાજી નામનો એક બીજો મરાઠી સરદાર પણ ગુજરાતમા પોતાની સત્તા જમાવવા ઈચ્છતો હતો અને ચોથ ઉઘરાવતો હતો તેની સાથે પિલાજીરાવને વિગ્રહ ચાલતા છેવટે એમ ઠર્યું કે મહી નદીની ઉત્તરનો ભાગ કંથાજીએ રાખવો અને દક્ષિણનો ભાગ પિલાજીરાવે રાખવો આ રીતે વડોદરા પિલાજીરાવના ભાગમા આવ્યુ

આ સરદારો પછીથી ચોથ ઉઘરાવવાને બદલે આખુ મહેસૂલ લેવા લાગ્યા દિલ્હીના બાદશાહ વતી ગુજરાત પ્રાત ખાતે જે સુબો રહેતો હતો તેણે તે બાબત બદોબસ્ત કરવા શાહુ રાજાના પ્રધાન પેશ્વાને લખ્યુ આ ઉપરથી પેશ્વાએ પોતાના એક સેનાપતિને ગુજરાતમા રાખ્યો, અને તે સગીર હોવાથી તેના રક્ષક તરીકે પિલાજીરાવને ઠરાવ્યો પિલાજીરાવને વળી તેણે સેનાખાસખેલનો કિતાબ આપ્યો, અને ચોથની રકમમાથી અર્ધોભાગ આપ્યો પણ દિલ્હીના બાદશાહ તરફનો ગુજરાતનો સુબો પિલાજીરાવની આ સત્તા ખમી શકયો નહીં તેથી તેણે દગો કરી તેનો જીવ લીધો

## વાર્તા ૧૧ મી.

## દામાજીરાવ ગાયકવાડ.

---

પિલાજીરાવનું કામ ત્યાર પછી તેના દીકરા દામાજી-રાવે કરવા માડયુ તેણે કંથાજી સાથે મળી ગુજરાતનો ઘણો ભાગ તાબે કર્યો ગુજરાતના સુબા પાસેથી તેમણે અમદાવાદનો અર્ધોભાગ પણ મેળવ્યો, અને ગુજરાતથી આ-ગળ વધીને માળવા પણ તાબે કર્યું આ વખતે મરેઠી રાજ્યનું જોર ઘણું હતું બાજીરાવ પેશ્વાએ એ રાજ્યની સત્તા આખા હિંદમા ફેલાવી હતી. પણ શાહુ રાજાનું મરણ થતા પેશ્વાની સત્તા સામે કેટલાક મરેઠી સરદારો થયા. તેમા આ દામાજીરાવ પણ હતા પેશ્વાએ તેથી ચડાઇ કરી દામાજીરાવને હરાવ્યા અને ઉપજ વસુલ કરી તથા દર વર્ષે ભરવાની ખંડણી બાધી આપી વળી જીતાયલા મુલ-કમાથી પણ અર્ધો ભાગ પેશ્વાને આપવા ઠરાવ્યું તથા પેશ્વા જ્યારે માગે ત્યારે ગાયકવાડે તેની મદદમા લશ્કર મોકલવુ એમ ઠર્યું આ કરારના બદલામાં પેશ્વાએ દિલ્લીના સુબાને ગુજરાતમાથી કાઢી મૂકવાનો હતો. પેશ્વાએ તેમ કરવા ગુજરાતપર સવારી કરી અને સુબાને હરાવી નસાડયો

આ અરસામા પેશ્વાને કાબુલના પઠાણ પાદશાહ અ હમદશાહ દુરાની સાથે પાણીપતના મેદાનમાં મોટી લડાઇ

થઇ ( ઇ સ. ૧૭૬૧ ). ઘણા હિંદુ રાજાઓ પેશ્વાની મદદે ગયા હતા તેમા દામાજીરાવ પણ હતા પણ પેશ્વાની તેમા સખત હાર થઈ. ત્યાથી દામાજીરાવે ગુજરાત પાછા આવી તેનો કેટલોક ભાગ સુબા પાસેથી જીતી લીધો

પછી કેટલાક વર્ષે પેશ્વા માધવરાવને નિજામ સાથે લડાઇ થઈ. તેમાં દામાજીરાવે ઘણી કિંમતી મદદ આપી. પણ પેશ્વા માધવરાવ અને તેના કાકા રાઘોબા વચ્ચે વિરોધ હતો એ વિરોધ આગળ જતાં બહુ વધી પડયો, અને બંને વચ્ચે ખુલ્લી લડાઇ જાગી. દામાજીરાવે તેમાં રાઘોબાનો પક્ષ લીધો. લડાઇમા એ પક્ષ હાર્યો અને દામાજીરાવનો પુત્ર ગોવિંદરાવ તથા રાઘોબા કેદ પકડાયા.

દામાજીરાવ આ વખતે પાટણ હતા અને ત્યા તેમણે રાજધાની કરી હતી. એમના વખતમા રાજ્યનો વિસ્તાર સારો થયો કાઠિયાવાડનો પણ કેટલોક મુલક તેણે લાઠી દરબાર તથા જૂનાગઢના નવાબ પાસેથી મેળવ્યો હતો. એ ઘણો શૂરવીર પુરૂષ હતો, અને લડાઇમા ઘણે પ્રસંગે તેણે બહુ બહાદુરી દર્શાવી હતી.



# વાર્તા ૧૨ મી

## સયાજીરાવ તથા ફત્તેસિંહરાવ.

દામાજીરાવના મરણ પછી ગાદીને માટે તકરારો થઈ. મોટો પુત્ર સયાજીરાવ બીજી સ્ત્રીનો હતો અને નાનો પુત્ર ગોવિંદરાવ મોટેરી સ્ત્રીનો હતો. તેણે પેશ્વાને મળી રાઘોબાની મદદથી ગાદીની પરવાનગી મેળવી. પણ સયાજીરાવના ભાઈ ફત્તેસિંહરાવે તે પહેલા કબજો કરી લીધો હતો એટલે ગોવિંદરાવનુ કંઈ ફાવ્યુ નહીં અને ફત્તેસિંહરાવે પેશ્વા પાસે જઈ સયાજીરાવ માટે રાજા તરીકે તથા પોતાને માટે તેના રક્ષક તરીકેની પરવાનગી મેળવી લીધી

એવામા પેશ્વાની ગદીએ સવાઈ માધવરાવ આવ્યો. તેથી રાઘોબાને ત્યાથી નાસવુ પડ્યું. એણે ગુજરાતમા આવી ગોવિંદરાવનો પક્ષ લીધો. તેની સામે થવા ફત્તેસિંહરાવે પ્રથમ અંગ્રેજોની મદદ માગી, પણ તે ન મળી ત્યારે પેશ્વાની મદદ માગી. પેશ્વા માધવરાવે સારી મદદ આપી, અને રાઘોબા તથા ગોવિંદરાવને નસાડયા.

રાઘોબાએ તેથી અંગ્રેજોનો આશરો લીધો. અને કેટલોક મુલક લેવાની શરતે અંગ્રેજોએ તેને મદદ આપવાનું સ્વીકાર્યું લશ્કર લઇ તેઓ ગાયકવાડી મુલક ઉપર ચડયા,

અને કેટલોક ભાગ તેમણે જીતી લીધો. કેટલીક લડાઇઓ થઇ તેમાં ફત્તેસિંહરાવે બહુ બહાદુરી બતાવી, પણ તેમને સલાહ કરવાની જરૂર પડી.

પછીથી અગ્રેજોને પેશ્વા માધવરાવ સાથે સલાહ થઇ એટલે તેમણે રાઘોબાનો પક્ષ છોડી દીધો ગાયકવાડ પણ તેથી રાઘોબાનો પક્ષ છોડી પેશ્વ સાથે મળ્યા. અને પેશ્વાએ ફત્તેસિહરાવ ગાયકવાડને રાજા તરીકે મ જુર રાખ્યા

આગળ જતા પેશ્વા અને અગ્રેજો વચ્ચે લડાઇ ઊઠી તેથી અગ્રેજી લશ્કરે ગુજરાત ઉપર ચડાઈ કરી, અને ત્યા રહેતા પેશ્વાઈ લશ્કરને હગવી કેટલોક મુલક જીની લાધો પણ ફત્તેસિહરાવે અંગ્રેજો સાથે સલાહ કરી અને ગુજરાતનો મુલક અગ્રેજ અને ગાયકવાડે વહેચી લીધો તથા અગ્રેજોએ ગાયકવાડને પેશ્વાથી સ્વતત્ર ગણવાનુ સ્વીકાર્યું આ રીતે ગાયકવાડ અને અગ્રેજ સરકાર વચ્ચે મિત્રતા થઇ અને તે મિત્રતા આગળ વધતી ચાલી.

દામાજીરાવે ગાયકવાડની સત્તાનો પાયો નાખ્યો, અને ફત્તેસિહરાવે અગ્રેજો સાથે મિત્રતા કરી એ સત્તાને મજબૂત કરી.

---

# વાર્તા ૧૩ મી

# ગોવિંદરાવ ગાયકવાડ.



ફત્તેસિંહરાવ અને સયાજીરાવના મરણ પછી પેશ્વાએ ગોવિંદરાવને રાજ્યના માલિક બનાવ્યા, અને તેની પાસેથી ઘણોજ નજરાણો તથા પુષ્કળ મુલક લીધો આ રીતે પેશ્વાના કારભારી નાના ફડનવીસે ગાયકવાડને હેરાન કર્યો પણ અંગ્રેજોએ ગાયકવાડનો પક્ષ લીધો એટલે પેશ્વાનું ધાર્યું થયું નહીં.

પેશ્વાની સત્તા હવે નબળી પડી હતી છતા નાના ફડનવિસે એ સત્તાને ફરી જમાવવા યત્ન કર્યો અને નિજામ સાથેની લડાઈ વખતે બધા મરેઠી સરદારોને બોલાવ્યા. ગાયકવાડ પણ એમા ગયેલા, અને એ છેલ્લી વખતે જ એઓ પેશ્વાના વાવટા નીચે એકત્ર થયા નાના ફડનવિસના મરણ પછી પેશ્વાની સત્તા કેવળ ભાગી પડી, અને પેશ્વા બાજીરાવે પણ અંગ્રેજોનો આશરો લીધો

ગોવિંદરાવના વખતમાં કડીના જાગીરદાર મલ્હારરાવે બંડ કર્યું જાગીરના બદલામા પ્રથમ તેને ૪૦૦ સવારો આપવા પડતા પાછળથી એ સવારોને બદલે ઉચક રકમ લેવાનું ઠર્યું હતું મલ્હારરાવે એ રકમ પણ આપવી બંધ

કરી અને બંડ ઉઠાવ્યું આ બંડમાં ગોવિંદરાવના તોફાની દીકરા કાનોજીએ તેને સારી મદદ કરી. ગોવિંદરાવે કડી-પર ચડાઇ કરી. કેટલીક ઝપાઝપી થઇ તેમાં પોતાના પુત્ર કાનોજીના નીડર ધસારાથી ગોવિંદરાવને ત્રણ વાર પાછા-હઠવું પડયુ છેવટે ગોવિંદરાવે એ બને વચ્ચે અણબનાવ કરાવ્યો એટલે કાનોજી નાસી ગયો અને મલ્હારરાવ તાબે થયો

આ કાનોજીએ વડોદરામા પણ ગોવિંદરાવ સામે ધાધલ મચાવેલુ અને ભાડુતી માણસો રાખી તોફાન કરવા માડેલુ. પણ તેના માણસોએ તેને ગોવિંદરાવને સ્વાધીન કરેલો અને ત્યાથી તે સ્ત્રીના વેશમા નાસીને ડુંગરોમાં ભટકતા ભટકતા મલ્હારરાવને મળેલો મલ્હારરાવની હાર પછી તે સાતપુ-ડામાં ભટકવા માડયો. પણ ગોવિંદરાવે તેને છેતરીને બોલાવ્યો અને કેદ રાખ્યો.

અમદાવાદમા આબા સેલુકર નામના સરદારે જુલમ કરવા માડેલો, તેથી ગોવિંદરાવે તેની સાથે લડાઇ કરી તેને હરાવ્યો. પણ સેલુકર અમદાવાદમા ભરાયો એટલે અમદાવાદ ઉપર ગોવિંદરાવે ઘેરો ઘાલ્યો. આ લડાઇઓમા મલ્હારરાવે સારી મદદ કરી છેવટે સેલુકર પકડાયો અને તેને કેદ રાખ્યો.

ગોવિંદરાવે સાત વર્ષ રાજ્ય કર્યું તેમના કુટુંબમાં

કુરુપ હતો. વળી જૂના કારભારીઓને તેણે કાઢી મૂકી નવા દક્ષિણમાંથી આણ્યા આથી અમલદારોમાં પણ અસંતોષ થયો. આ વખતમાં ખડણી આવતી નહોતી અને ત્રિજોરી ખાલી હતી તેથી કેટલોક મુલક ઇજારે આપવો પડયો હતો અને કેટલોક ગિરો મૂકવો પડયો હતો લશ્કરની નોકરીમાં રાખેલા ભાડુતી આરબોનુ જોર પણ વધી પડયું હતું.

## વાર્તા ૧૪ મી.

## આનંદરાવ ગાયકવાડ

ગોવિંદરાવ પછી આનંદરાવ ગાદીએ બેઠા. તે નબળા મનના અને અફીણના વ્યસની હતા એટલે સઘળી સત્તા દિવાનના હાથમા હતી. આરબોનુ જોર એટલું હતું કે તેમનો ચડેલો પગાર તેઓ મરજી પડે તે રીતે વસુલ કરતા, અને રૈયતને હેરાન કરતા. ખુદ આનંદરાવને પણ તેમણે કબજામા રાખેલા, તે અંગ્રેજોની મદદ આવી ત્યારે છોડયા. અંગ્રેજોએ એ આરબોનો ચડેલો પગાર આપી રજા આપી.

આ વખતમાં જે નવા અમલદારો આવ્યા, તેમા દિવાન તરીકે રાવજી આપાજી આવ્યો. તે ઘણો બાહોશ

અને કુશળ મુત્સદ્દી હતો. તેનો ભાઈ બાલાજી સેનાપતિ હતો. આ રાવજીએ અંગ્રેજોની મદદ લઇ રાજ્યનો સારો બચાવ કર્યો તેના બદલામા તેને વંશ પરંપરાની દિવાનગિરી મળી. વડોદરાનું રાવપરૂં તેના નામપરથી વસ્યુ.

કાનોજીગવે આ વખતમા કેદમાંથી છુટી શરૂઆતમાં આનંદરાવની પ્રીતિ મેળવી પણ પાછળથી આનંદરાવને જ તેણે કેદ કર્યો દિવાન રાવજીએ પછો તેને કેદ પકડાવ્યો. ફરી પણ તેમાથી છૂટી તેણે ફરી ફરી બંડ ઉઠાવ્યા છેવટે અંગ્રેજો તેને પકડી મદ્રાસ લઈ ગયા અને ત્યા તે મરણ પામ્યો.

કડીવાળા મલ્હારરાવે પણ આ વખતમા ફરી બંડ ઉઠાવ્યુ. અંગ્રેજોની મદદથી તે બંડ બાલાજીએ સમાવ્યુ. ફરી કાઠિયાવાડમાં જઈ તેણે બંડ ઉઠાવ્યુ, પણ ધારી આગળની લડાઇમા તે હાર્યો, અને પછીથી અંગ્રેજોએ તેને કેદમા રાખ્યો.

આ સમયમા અંગ્રેજોની મદદ વારંવાર લેવી પડતી. એ મદદ ઘણું દ્રવ્ય તથા ઘણો મુલક બદલામાં લઇને મળતી. વળી ત્યારથી કાયમને માટે વડોદરામાં રેસિડેન્સિ તથા અંગ્રેજી લશ્કર રહ્યું. પેશ્વા તથા ગાયકવાડ વચ્ચેના વાંધાઓ પણ અંગ્રેજ સરકાર મારફત પતતા. અને પેશ્વાઈ પડી

ભાગતાં તેનો ભાગ પણ અંગ્રેજોને મળ્યો. એટલે અંગ્રેજી સત્તા ગુજરાતમા વધી પડી.

કાઠિયાવાડનો કેટલોક મુલક દામાજીરાવના વખતમાં મળેલો હતો તે પછીથી પેશ્વાએ પોતાના ભાગનો ઇજારો કાયમને માટે ગાયકવાડને આપ્યો. એટલે ગાયકવાડના માણસો કાઠિયાવાડમા ખંડણી ઉઘરાવતા. એ ખંડણી અનિયમિત રીતે અને મરજીમા આવે તેમ લેવામા આવતી. અંગ્રેજ સરકારે વચમા પડી તેનો પણ બંદોબસ્ત કર્યો અને ખંડણી નિયમિત તથા ચોક્કસ ઠરાવી આપી.

---

## વાર્તા ૧૫ મી

## સયાજીરાવ બીજા.

---

આનદરાવ પછી સયાજીરાવ ગાદીએ આવ્યા. એમના હાથમા સત્તા આવે તે રાજકુટુબના માણસોને પસંદ નહતું. કેમકે તેમને એમ લાગતું હતું કે તે કોઇને ગણકારશે નહી. તેને સત્તાનો બહુ શોખ હતો. કોઈ પ્રકારનું વ્યાસન નહોતું, અને ઉડાઉખર્ચ કરવાને બદલે નાણાનો સગ્રહ કરવાની તેમને વૃત્તિ હતી.

તેઓ એમ માનતા હતા કે પેશ્વાઈ મુલક વહેંચવામાં

અંગ્રેજ સરકાર તરફથી તેમને જોઇએ તેવો ઇન્સાફ મળેલો નથી. બધા મરેઠી સરદારો અંગ્રેજો સામે લડવા ઊઠેલા, ત્યારે ગાયકવાડે તેમની મદદે રહી લશ્કર મોકલ્યું હતું તથા ઘણો ખર્ચો કર્યો હતો. તેમ છતા પેશ્વા પાસેથી મળેલા મુલકમા ગાયકવાડને કાંઇપણ ભાગ ન મળ્યો એ તેમને અન્યાય લાગતો હતો.

બધુરામા પુરૂં સયાજીરાવે પસંદ કરેલો દિવાન ધાકજી દાદાજી ખટપટી નીવડવાથી તેણે અંગ્રેજો સાથે અણબનાવ કરાવ્યો અને ઘણા પ્રસંગે તકરારો થઈ તે પછી બીજો દિવાન વેણીરામ નિમાયો તેણે પણ ઉંધુ શિખવાડયુ કે રેસિડેન્ટનું કહ્યું માનવુ નહી એટલે તકરાર વધી પડી. છેવટ અંગ્રેજ સરકારને ધમકી આપવાનો પ્રસંગ આવ્યો કે તમે આ પ્રમાણે જ ચાલશો તો પદભ્રષ્ટ કરવામા આવશે. સયાજીરાવે પછી નમતું મૂકી તકરારોનો નિકાલ કર્યો

છેલ્લા વખતમા વિઠ્ઠલરાવ દેવાજી દિવાન થયેલા એમણે લડાઇઓમા બહુ બહાદુરી બતાવેલી અને કાઠિયાવાડનો ઘણો ભાગ મેળવી આપેલો. તેથી તેનું નામ કાઠિયાવાડ દિવાનજી પડયું હતું. શરૂઆતમા તેમની ઉપર મહારાજાની ઘણી પ્રીતિ હતી. પણ પાછળથી તેમના ઉપર પણ અપ્રીતિ થઇ. તેણે રાજ્યનું દેવુ પતાવવા ઘણી મહેનત કરી હતી.

આ મહારાજના વખતમાં દિવાનો વારંવાર બદલાયા અને એકપણ દિવાન તેમને પસંદ ન પડયા. છેવટે તેમણે દિવાનપદ કાઢી નાંખી કેટલાક સલાહકારોની સલાહ પ્રમાણે વર્તવા માંડયું.

તેમણે સતી થવાનો રિવાજ બંધ કર્યો હતો.

---

## વાર્તા ૧૬ મી.

## ગણપતરાવ ગાયકવાડ.

સયાજીરાવ પછી તેના મોટા દીકરા ગણપતરાવ ગાદીએ આવ્યા. તે શરીરે નબળા હતા અને કંઇ વિશેષ ભણ્યા નહોતા. એટલે સઘળો કારભાર ભાઉ તાબેકર નામે દિવાન ચલાવતા. તેમના વખતમાં કર્નલ આઉટ્રામ રેસિડેન્ટ હતા દિવાનને તેમની સાથે અણબનાવ થયો અને મહારાજ દિવાનની સલાહ પ્રમાણે ચાલતા, તેથી રેસિડેન્ટ અને મહારાજ વચ્ચે અનેક તકરારો ઊભી થઇ.

રેસિડેન્સિમા પણ કેટલાક નોકરો પૈસા ખાઇ ગરબડ કરનારા હતા. તેને આ રેસિડેન્ટે પકડીને કાઢી મૂકયા. વળી તેણે વડોદરા ખટપટ નામનો એક રિપોર્ટ તૈયાર કર્યો, અને તેમાં મુંબઈ સરકાર વિરુદ્ધ કેટલીક ટીકા કરી. એટલે

મુંબઇ સરકારે તેને રેસિડેન્ટની જગા ઉપરથી દૂર કર્યો તેણે વિલાયત જઈ સઘળી હકીકત રજુ કરી, અને ત્યાંની સરકારે તેને ફરી રેસિડેન્ટ નીમી મોકલ્યો. અને વડોદરાનો સંબધ મુંબઇ સરકાર સાથેથી કાઢી નાખી કલકત્તાના ગવર્નર—જનરલ સાથે જોડયો. આ રીતે ફરી આઉટ્રામ આવ્યો એટલે ભાઉ તાબેકરની દિવાનગિરી ગઇ

આ મહારાજ મુબઈ, પુના, ખાનદેશ વગેરે ભાગોમાં ફર્યા અને ડાકોરની જાત્રાએથી પાછા આવતા રસ્તામા મરણ પામ્યા -એમના વખતમા વડોદરા રાજ્યમા રેલવે થઇ.

---

## વાર્તા ૧૭ મી

## ખંડેરાવ મહારાજ.

---

ગણપતરાવ પછી તેમના ભાઇ ખડેરાવ ગાદીએ બેઠા. થોડા જ વખતમાં ઉત્તર હિંદુસ્તાનમા અગ્રેજ સરકાર સામે સિપાઇઓનો બળવો ઉઠયો. આ બળવાની અસર ગુજરાતમા ન થાય તેવો મહારાજા ખંડેરાવે બંદોબસ્ત રાખ્યો, અને અગ્રેજ સરકારને માણસો વગેરે બધું સાધન આપી બળવો સમાવવા સારી મદદ કરી. અંગ્રેજ સરકારે તેના

બદલામા મહારાજા ખંડેરાવને ઘણું માન આપ્યુ તથા સારો બદલો આપ્યો.

થોડા વર્ષ પછી કાઠિયાવાડમાં આવેલા ઓખામંડળના વાઘેર લોકોએ બંડ ઉઠાવ્યુ તેઓ બહુ તોફાની હોઇ લૂટ-ફાટનો ધંધો કરતા. સિપાઇઓના બળવાની વાતો સાભળી તેઓ ઉશ્કેરાયા. અને તેમણે બેટ તથા દ્વારકા લૂટી લીધા. અંગ્રેજ તથા ગાયકવાડ સરકારના લશ્કરે મળી એ બંડ સમાવ્યું.

મહારાજા ખંડેરાવે વડોદરાની પાસે મકરપુરામા રાજ-મહેલ બંધાવ્યો જાગીરદારોની તકરારોનો નિકાલ કરવા સેટલમેન્ટ ખતુ સ્થાપ્યુ. અને ન્યાયખાતું સુધારી કાયદાનું બંધારણ કર્યું એમને મરદાની રમતોનો, શિકારનો તથા લશ્કરનો સારો શોખ હતો. તેઓ જાતે પણ એક મલ્લ હતા, અને કુસ્તીના દાવો રમતા.

---

## વાર્તા ૧૮ મી.

## મલ્હારરાવ મહારાજ.

---

ખંડેરાવ પછી તેમના ભાઇ મલ્હારરાવ ગાદીએ આવ્યા. શરૂઆતમાં તેમણે ઠીક રાજ્ય ચલાવ્યું, પણ પછીથી

અવ્યવસ્થા વધતી ચાલી; રૈયતનો અસંતોષ વધી ગયો, અને તેના વાંધા ભરેલા વર્તનથી સઘળે સ્થળે ત્રાસ થઇ ગયો.

બ્રિટિશ સરકાર તરફથી તેમને વખતો વખત સૂચના મળતી ગઇ કે રાજ્ય વ્યવસ્થામાં સુધારો કરો. છતાં સુધારો થયો નહિ. અમલદારો પણ અપ્રમાણિક અને દુરાચરણી હતા. તે વખતના રેસિડેન્ટને પણ તેમની સાથે અણબનાવ થયો, અને તેણે રાજ્યસુધારણામાં મદદ કરવાને બદલે અડચણો કર્યાં કરી.

મલ્હારરાવની માગણીથી રેસિડેન્ટને બદલવામાં આવ્યા પણ તેને પીવાના શરબતમાં કોઇ તરફથી ઝેર ભેળવવાની કોશિશ થઇ. એ કોશિશમાં મલ્હારરાવનો હાથ છે એવો રેસિડેન્ટને સંશય આવ્યો આ ઉપરથી તે સંબંધી તપાસ કરવા ત્રણ યુરોપિયન અને ત્રણ દેશી ગૃહસ્થનું એક કમિશન નીમવામાં આવ્યું. યુરોપિયન ગૃહસ્થોએ ગુન્હો સાબીત ગણ્યો. અને દેશીઓએ નાસાબીત ગણ્યો

પણ અંગ્રેજ સરકારે ઠરાવ્યું કે રાજ્યમાં ઘણું અંધેર ચાલે છે, એટલે આ મહારાજા હવે રાજ્ય ચલાવવાને બિલકુલ લાયક નથી. તેમ તેમના વંશ વારસને પણ રાજ્યનો લાભ મળી શકશે નહિ તેઓ તેમની ઇચ્છા હોય ત્યાં અંગ્રેજ સરકારની પરવાનગીથી રહે. તેથી તેઓ મદ્રાસમાં રહ્યા.

ખંડેરાવનાં મહારાણી જમનાબાઇએ આ ઉપરથી રાજ્ય

માટે યોગ્ય વારસ પસંદ કરવા માગણી કરી તે અંગ્રેજ સરકારે સ્વીકારી અને એમણે પસંદ કરેલા વારસને સર્વ હક્ક આપવા કબુલ કર્યું આ ઉપરથી મહારાણી જમનાબાઈએ હાલના મહારાજા સયાજીરાવને દત્તક તરીકે પસંદ કર્યા અને તેઓ ગાદીએ બેઠા (ઇ. સ. ૧૮૭૫). મલ્હારરાવના વખતમા પ્રસિદ્ધ દેશભક્ત દાદાભાઇ નવરોજજી દિવાન તરીકે થેડા વખત રહેલા.

---

## વાર્તા ૧૯ મી.

## સયાજીરાવ મહારાજ.

બાર વર્ષની ઉમરે હાલના મહારાજા શ્રી સયાજીરાવ ગાદી ઉપર આવ્યા. એમણે ઉત્તમ શિક્ષકોના હાથ નીચે કેળવણી લીધી તે દરમિયાન રાજ્ય અધિકાર સર ટી. માધવરાવે ચલાવ્યો ઇ સ ૧૮૮૧ માં તેમણે સ્વતંત્ર અધિકાર હાથમા લીધો, અને પોતાની કેળવણીનો લાભ આપી રાજ્યના દરેક ખાતામા સુધારો કર્યો.

યૂરોપ, અમેરિકા, જાપાન, મિસર વગેરે દેશોમાં તેમણે એક કરતા વધારે વાર પ્રવાસો કર્યા અને તેમના બહોળા અનુભવ તથા જ્ઞાનનો લાભ પ્રજાને આપ્યો.

લગભગ પચાસ વર્ષથી તેઓ રાજ્ય ભોગવે છે. તેટલા લાંબા વખતમા તેમણે અનેક સુધારા કર્યા છે. શાળાઓ સ્થાપી છે, સારા રસ્તાઓ, રેલવે, દવાખાનાં અને પાણીનાં બાંધકામો બાંધ્યા છે તથા ખેતી અને ઉદ્યોગના સુધારા અર્થે સંસ્થાઓ કાઢી છે.

વળી રમેશચંદ્ર દત્ત જેવા સમર્થ બંગાળી વિદ્વાન પાસે પ્રબંધ કરાવી રાજ્યની પ્રજાને સ્થાનિક સ્વરાજ્યનો લાભ તેમણે આપ્યો છે, અને નાના નાના વેરા કાઢી નાખી ઉપજવેરો નાખ્યો છે

તેમણે કેળવણી ગામેગામ ફરજ્યાત કરી છે અને ન્યાય તથા મુલ્કીખાતા જૂદા પાડયા છે આ સુધારાઓ બ્રિટિશ રાજ્ય કરતા પણ આગળ વધેલા હોવાથી આ મહારાજાની કીર્તિ દેશ પરદેશ ઘણી ફેલાઈ છે તેઓ હિંદના દેશી રાજાઓમા શ્રેષ્ઠ ગણાય છે

વડોદરા રાજ્યબહારની હિંદની પ્રજાની ઉન્નતિ માટે પણ તેઓશ્રી સારો ભાગ લે છે. સંસારસુધારાના કામમા તેઓ એક આગેવાન સુધારક ગણાય છે તેમના રાજ્યમાં બાળલગ્ન અટકાવવા તથા વિધવાવિવાહને કાયદાની અડચણ દૂર કરવા તેમણે નિયમો કર્યો છે અંત્યજ વગેરે હલકી કોમોની કેળવણી અને પ્રગતિ માટે તેમણે ઘણી સગવડો કરી છે.

કાયદા બાંધવામાં પ્રજાની સંમતિ લેવા માટે તેમણે ધારાસભાઓ રાખી છે. તથા રાજ્યના બજેટ માટે પણ પ્રજાને સૂચના કરવાનો હક્ક આપેલો છે. ન્યાય આપવામાં પણ પ્રજાના પંચોનો અભિપ્રાય લેવામાં આવે છે.

અંગ્રેજી રાજ્ય સાથે તેમને ઘણો સારો સંબંધ છે અને તે અદ્યાપિ પર્યંત જળવાઇ રહ્યો છે

આવા અનેક સુધારાથી વડોદરાની પ્રજાનો અને આખા હિંદની પ્રજાનો ઘણો પ્યાર હાલના શ્રીમંત સયાજીરાવ મહારાજાએ મેળવેલો છે

તેમની લાંબી કારકિર્દીમાં દિવાનો ઘણા બદલાયા છે. પણ એથી ઘણા બાહોશ માણસોની રાજ્યને મદદ મળી છે. દેશના પ્રખ્યાત પુરુષોને એ રીતે તેમણે દિવાન તરીકે રોકી રાજયને અને પ્રજાને સારો લાભ આપ્યો છે.

યુવરાજ શ્રી ફતેસિંહરાવ મહારાજનું અકાળે અવસાન થતા ઘણી ખોટ પડી છે. કેમકે પ્રજાને તેમને માટે બહુ આશા હતી

પ્રભુ કૃપાથી યુવરાજ પુત્ર શ્રી પ્રતાપસિંહરાવ એવા જ સમર્થ અને આશાજનક તૈયાર થઇ ગયા છે.



# ઉપસંહાર.



આપણા દેશનો બહુ જૂના વખતનો ઇતિહાસ હજી આપણને મળી આવેલો નથી. ધર્મનાં પુસ્તકો—મહાભારત, રામાયણમાં કેટલીક હકીકત આપેલી છે એ સિવાય જૂના વખતના કેટલાક શિલાલેખો, તામ્રપત્રો, સિક્કાઓ વગેરે જે કંઈ મળી આવ્યુ, તથા દંતકથા રૂપે લોકોમા જે જે વાતો પ્રચલિત હતી, તેને ગોઠવીને ઇતિહાસ રચવામા આવ્યો છે. હાલની પેઠે ઇતિહાસો લખી રાખવાનો બહુ જૂના કાળમાં વહીવટ ન હોતો.

એમ જણાય છે કે પાચેક હજાર વર્ષ પહેલા દ્વારિકામાં શ્રી કૃષ્ણની રાજધાની હતી અને તેમના સમયમા આ દેશમાં જૂદા જૂદા હિંદુ રાજાઓ રાજ્ય કરતા હતા. શ્રી કૃષ્ણના યાદવવંશના રાજ્ય પછીનાં લગભગ ત્રણેક હજાર વર્ષની કંઈ ચોક્કસ માહિતી મળેલી નથી. પણ બે હજાર વર્ષ પહેલાં અશોક રાજાની સત્તા આ દેશ ઉપર થઈ હશે, એમ સમજાય છે. તેમનો ધર્મ સબંધી શિલાલેખ આજ પણ જૂનાગઢના ગિરનાર ઉપર મોજુદ છે. એ વખતમાં પણ નાના નાનાં હિંદુરાજ્યો તો હતાં જ.

તે પછીથી લગભગ ઇ. સ. ના ૬ ઠ્ઠા સૈકાથી ઇતિહાસની કંઇક વિગતવાર હકીકત મળી આવી છે. પરદેશી મુસાફરો આ દેશમા આવેલા અને તેમણે કેટલીક બહુ ચોક્કસ વાતો લખી રાખી છે. તે પરથી ખાત્રી લાયક ઇતિહાસ ગોઠવી શકાયો છે એ સમયમા વલ્લભીપુરમાં મોટું રાજ્ય હતું તેના રાજા શિલાદિત્યની વાર્તા આપણે પ્રથમ આપેલી છે એજ રાજાના વંશજોએ સાતમા સૈકામાં પંચાસરમા રાજ્ય સ્થાપ્યુ અને તે લગભગ બસો અઢીસો વર્ષ ચાલ્યું તે વશના જયશિખરી અને વનરાજની વાતો આપણે વાચી ગયા ચાવડા વશ પછી સોલકી વંશનુ રાજ્ય લગભગ ત્રણસો વર્ષ રહ્યુ એ વશના મૂળરાજ સોલકી અને સિદ્ધરાજ જયસિંહની વાત આપણે વાંચી ગયા છીએ. તે પછી વાઘેલા વશનું રાજ્ય લગભગ તેરમા સૈકામા થયુ, પણ તે બહુ ચાલ્યું નહીં આપણે વાચી ગયા કે કરણઘેલાના વખતમા દિલ્લીના મુસલમાન પાદશાહે આ દેશ જીતી લીધો અને ત્યારથી મુસલમાની રાજ્યની શરૂઆત થઈ.

દિલ્હીના પાદશાહો આ દેશનો કારભાર સુબાઓ મોકલી કરતા. લગભગ સો વર્ષ એ પ્રમાણે ચાલ્યુ. તે પછી દિલ્લીની સત્તા નબળી પડતા સુબાઓ સ્વતંત્ર થવા લાગ્યા અને પોતાને જ જે તે સ્થળના સુલતાન ગણાવવા

લાગ્યા. એવા સુલતાન અહમદશાહ તથા મહમદ બેગડાની વાત પણ આપણે વાચી ગયા. આ સુલતાનો એટલા પ્રબળ થયા કે દિલ્હીના બાદશાહને પણ તેની સત્તા સ્વીકારવી પડી.

સોળમા સૈકાની આખરમા દિલ્લીના મોગલ શહેનશાહ અકબરે ફરી ગુજરાત દેશ જીતી લીધો અને તે પછી લગભગ સો વર્ષ સુધી મોગલ પાદશાહોના સુબાઓએ આ દેશનો કારભાર કર્યો સત્તરમા સૈકાની આખરમાં દક્ષિણમાં શિવાજી મહારાજે મરાઠી રાજ્યની સ્થાપના કરી અને તે પછીથી તે રાજ્યની સત્તા આખા દેશમા ફેલાતી ચાલી. મોગલ સુબેદારોના વખતમાં મરેઠી રાજ્યના ઘોડેસવારો વખતો વખત આવવા લાગ્યા અને ખડણી અથવા ચોથ ઉઘરાવવા લગ્યા મરેઠી રાજ્યમા તે પછી અઢારમા સૈકામા તેમના પ્રધાન પેશ્વાઓનું જોર થયુ અને એ પેશ્વાઓના વખતમા આ દેશમા વધારે સવારીઓ થવા લાગી. મોગલ સુબેદારોની સત્તા નબળી પ઼તી આવી, અને પેશ્વાના સેનાપતિની સાથે આવેલા દામાજીરાવ ગાયકવાડે આ દેશમા સત્તા જમાવવા માડી.

તે પછીના પિલાજીરાવ ગાંયકવાડથી માડીને લગભગ બધા ગાયકવાડ મહારાજાઓની વાતો તમે વાંચી ગયા છો. ધીમે ધીમે મોગલાઈ સત્તા પડી ભાગી અને

ગાયકવાડી તથા પેશ્વાઈ સત્તા વધતી ચાલી. પછીથી પેશ્વા અને ગાયકવાડ વચ્ચે તકરારો ચાલી, પણ આ દેશ ઉપર તો ગાયકવાડ મહારાજની જ સત્તા ચાલુ રહી સો એક વર્ષ પછી અંગ્રેજ સરકારનો સંબંધ થયો. તેમણે ગાયકવાડ અને પેશ્વાની તકરારનો લાભ લઇ આ દેશમાં સારી રીતે પગપેસારો કર્યો અને ધીમે ધીમે પણ મક્કમપણે સત્તાનો વધારો કર્યો આગળ જતાં પેશ્વા છેક જ નબળા પડી ગયા અને તેમનો બધો હિસ્સો અંગ્રેજ સરકારને મળ્યો. એટલે આ દેશ ઉપર અંગ્રેજ સરકારની વધારે બળવાન્ સત્તા થઇ

ગાયકવાડ મહારાજની વાતો વાચ્યાથી પણ જણાયું હશે કે કેટલાક મહારાજાઓ બહુ નબળા હતા. તેમના વખતમા ગાયકવાડી પ્રદેશમા પણ અંગ્રેજી સત્તા વધતી ગઈ. પેશ્વાની સાથે તકરારો થતી, તેનો નિકાલ પણ અંગ્રેજ સરકાર મારફત થતો. વળી આ દેશના નાના નાના રાજાઓની પાસેથી ગાયકવાડ મહારાજને ખંડણી મળતી. તે ખંડણી વસુલ લેવામાં લોકોને તથા તે રાજાઓને બહુ ત્રાસ પડતો. તે ખંડણી પણ પછીથી અંગ્રેજ સરકાર મારફત વસુલ થવા લાગી એ રીતે આ દેશ ઉપર અંગ્રેજી સત્તાનો સારો જમાવ થતો ગયો.

હાલ આ દેશ ઉપર નાનાં નાનાં દેશી રાજ્યો ઉપરાંત આ બંને સરકારોનું રાજ્ય છે. એમને વચ્ચે ગાઢ મૈત્રી છે અને સંકટને વખતે પરસ્પરને સહાય કરે છે. એ અંગ્રેજી સરકારનું રાજ્ય હવે આખા હિંદુસ્તાન દેશ ઉપર ફેલાયલું છે. તેની વિશેષ વાતો હવે પછી આપણે શીખીશું.



# મહત્ત્વના બનાવો.

---

વનરાજે અણહીલવાડ પાટણની સ્થાપના કરી, ઇ. સ. ૮૦૨.
ગુજરાત ઉપર મુસલમાની હલ્લો આવ્યો, ઇ. સ. ૧૩૦૪.
અહમદશાહે અમદાવાદ વસાવ્યુ, ઈ. સ. ૧૪૧૨.
શહેનશાહ અકબરે ગુજરાત લીધું, ઈ સ. ૧૫૭૩.
શૂરવીર શિવાજીએ મરેઠી રાજ્ય સ્થાપ્યું, ઈ સ. ૧૬૬૪.
ગાયકવાડે ગુજરાતમા થાણું નાખ્યું, ઇ. સ. ૧૭૧૯.
પેશ્વા અને દુરાની વચ્ચે પાણીપતમાં લડાઇ થઇ, ઇ. સ. ૧૭૬૧.
ગાયકવાડ અને અંગ્રેજો વચ્ચે મૈત્રી થઇ, ઈ. સ. ૧૭૮૦.
વડોદરામાં અંગ્રેજી રેસિડેન્સિની સ્થાપના થઈ, ઈ. સ. ૧૮૦૨.
પેશ્વાની તમામ સત્તા અંગ્રેજોને મળી, ઇ. સ. ૧૮૦૫.
કાઠિયાવાડની ખંડણી નિયમિત ઠરાવી, ઇ. સ. ૧૮૦૭.
ઉત્તર હિંદમા સિપાઈઓએ બળવો કર્યો, ઈ. સ. ૧૮૫૭.
શ્રી સયાજીરાવ મહારાજે સ્થાનિક સ્વરાજ્ય આપ્યું. ઈ. સ. ૧૯૦૫.

---

# ગાયકવાડ મહારાજાઓની વંશાવળી.

૧. પિલાજીરાવ મહારાજ ઈ. સ. ૧૭૨૧ થી ૧૭૩૨ સુધી.

૨. દામાજીરાવ મહારાજ ઈ. સ ૧૭૩૨ થી ૧૭૬૮ સુધી.

૩. સયાજીરાવ મહારાજ ઇ. સ. ૧૭૬૮ થી ૧૭૭૮ સુધી

૪. ફત્તેહસિંહરાવ મહારાજ ઇ સ ૧૭૭૮ થી ૧૭૮૯ સુધી.

૫. સયાજીરાવ મહારાજ ઇ સ ૧૭૮૯ થી ૧૭૯૩ સુધી

૬. ગોવિદરાવ મહારાજ ઇ. સ. ૧૭૯૩ થી ૧૮૦૦ સુધી.

૭. આનદરાવ મહારાજ ઇ. સ ૧૮૦૦ થી ૧૮૧૯ સુધી.

૮. સયાજીરાવ મહારાજ ઇ. સ. ૧૮૧૯ થી ૧૮૪૭ સુધી.

૯. ગણુપતરાવ મહારાજ ઈ સ. ૧૮૪૭ થી ૧૮૫૬ સુધી

૧૦. ખંડેરાવ મહારાજ ઇ. સ ૧૮૫૬ થી ૧૮૭૦ સુધી.

૧૧. મલ્હારરાવ મહારાજ ઇ સ. ૧૮૭૦ થી ૧૮૭૫ સુધી.

૧૨ સયાજીરાવ મહારાજ ઇ સ. ૧૮૭૫ થી ચાલુ છે.

## અઘરા શબ્દોના ખુલાસા.



| પૃષ્ઠ | શબ્દ | ખુલાસા. |
|---|---|---|
| ૪ | ઉપસંહાર | આખી વાતનો ટૂંકામાં સાર આપી પરસ્પર સંબંધ સમજાવવો |
| ૫ | મહેસુલ | જમીનનો ધારો—સરકાર જમીનને માટે જે (વસુલાત) કર લે તે |
| ૮ | યાહોમ કરીને | જીંદગીની દરકાર છોડી દઈને, પોતાનો ભોગ આપીને. |
| ૧૧ | નજરાણો | રાજાને તેના સરદારો તથા નાના રાજાઓ તરફથી પ્રસંગે ભેટ આવે તે |
| ૧૩ | બલિદાન | ભોગ—સારા કામને માટે જીવનો ભોગ આપવો. |
| ૧૫ | પ્રાકૃત ભાષા | સંસ્કૃતમાંથી કેટલેક ફેરફાર થઇને બનેલી સાધારણ લોકોની ભાષા. |
| ૧૫ | ઉમરાવ | સરદાર, રાજ્યનો ઘણો માનીતો વર્ગ. |
| ૧૬ | અનશન વ્રત | ખોરાક બીલકુલ લેવો નહીં એવો નિયમ. |
| ૧૭ | સુબા | રાજાની વતી થોડા મુલકનો કારભાર કરનાર. |
| ૧૭ | બાદશાહ | રાજા, અમુક દેશોનો ધણી. |

૧૭ સુલતાન—થોડા મુલકનો રાજા (બાદશાહ કરતા નાનો).

૧૯ ખાલસા કર્યું—રાજ્યની બધી સત્તા લઈ લીધી

૨૦ શહેનશાહ—ચક્રવર્તી રાજા, મહારાજા, ઘણા દેશોનો ધણી. રાજાઓનો રાજા.

૨૧ સમશેર બહાદુર—તરવાર વાપરવામા ઘણા કુશળ.

૨૧ ખંડણી—રાજાનો કર, મોટો રાજા નાના રાજાઓ પાસેથી વાર્ષિક રકમ લે તે.

૨૧ ચોથ—ઉપજનો ચોથો ભાગ.

૨૧ થાણું—સરદારોના મુકામ-છાવણી-મથક

૨૨ સેનાખાસખેલ—સૈન્યની વ્યવસ્થામા કુશળ

૨૭ વાવટો—ધજા, સત્તા, ઉપરીપણુ.

૨૯ ગિરો મૂકવો પડયો—સાહુકારને દેવા પેટે લખી આપવો પડયો (દેવુ અપાઇ રહે ત્યા સુધી.)

૩૦ મુત્સદ્દી—યુક્તિથી દાવપેચ રમી જાણનાર

૩૦ રેસિડેન્સિ—અગ્રેજી થાણું

૩૫ મરદાની રમતો—મરદાઇ-બળ-બહાદુરી ભરેલી રમતો.

૩૯ યુવરાજ—પાટવી પુત્ર, રાજ્યના વારસદાર

૪૦ શિલાલેખ—જુના વખતના પત્થર ઉપર કોરેલા લેખ.

૪૦ તામ્રપત્ર—જુના વખતના તાબાના પતરા ઉપરના લેખ.

---